# વિશ્વયુદ્ધની નિર્ણાયક રણભૂમિ



લેખક

'સંજય'

સંપાદકો

રવિશંકર મહેતા : ધનવંત ઓઝા

હઠીલા દર્દોમાં કુદરતી ઉપચાર

લેખક

પુરૂષાર્થની પ્રતિમાઓ

લેખક




જોગીદાસ વિઠ્ઠલની પોળ દરપંડેનો વાડો

ભારતી સાહિત્ય સંઘ — મુંબઈ, અમદાવાદ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ મુંબઈ : પો. બો. નં. ૭૩ અમદાવાદ

# વિશ્વયુધ્ધની નિર્ણાયક રણભૂમિ


લેખક

'સંજય'


તા. ૨ : ૭ : ૪૨


પ્રાપ્તિસ્થાન

ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ મુંબઇ

ફોન નં. ૨૨૦૫૭

પો. બો. નં. ૭૩ અમદાવાદ

યુદ્ધના સળગતા મોરચાનો પરિચય આપતી
આવી પુસ્તિકા દર ગુરુવારે પ્રગટ થશે

સંચાલક : ધનવન્ત ઓઝા



ટપાલ ખર્ચ સાથે પુસ્તિકાની છૂટક કિંમત ત્રણ આના : ત્રણ માસની તેર પુસ્તિકાની કિંમત ઘેર બેઠાં બે રૂપિયા : કોઇ પણ માસના આરંભથી ત્રણ માસ માટે ગ્રાહક થઈ શકાય છે.

પ્રકાશક
ધનવંત પ્રી. ઓઝા
કિંગ્ઝ સર્કલ : : : માટુંગા.

મુદ્રક
અમૃતલાલ પ્ર. સાતા
સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઇ.

# વિશ્વયુદ્ધની નિર્ણાયક રણભૂમિ

◆

હિટલરે પોતાનાં ઉનાળાનાં આક્રમણની સત્તાવાર જાહેરાત હજુ કરી નથી: વાત પ્રસરી છે કે રશિયા પરનાં જર્મન-આક્રમણની સંવત્સરીની ઉજવણી રૂપે, એટલે કે ૨૩ મી જુલાઇની સાંજ સુધીમાં સેબાસ્ટોપોલ પર જર્મન વાવટો ફરકતો કરી દેવાનો હિટલરે પોતાના સરદારોને આદેશ આપ્યો હતો; અને બીજે દિવસે પોતાનાં ઉનાળાનાં આક્રમણની સત્તાવાર જાહેરાત કરતું ધુમધડાકાવાળું ભાષણ હિટલરને કરવું હતું. પણ સેબાસ્ટોપોલ પાડી શકાયું નહિ એટલે એ જાહેરાત અદ્ધર લટકી ગઇ છે.

હિટલરની સત્તાવાર જાહેરાત આવે કે ન આવે પણ ધરીસત્તાઓનાં ઉનાળાનાં આક્રમણનો આરંભ તો ક્યારનો યે શરૂ થઇ ચૂક્યો

◆

## બાજુનો નકશો

૧૯૪૨ની સાલ ચાલી રહેલા વિશ્વવિગ્રહના નિર્ણયની સાલ છે. એ સાલમાં ખેલનારા જંગનું પરિણામ આખરી પરાજય કોનો થશે—ધરીસત્તાઓ કે લોકશાહી દેશોનો—એ નક્કી કરશે. આવો મહત્ત્વનો એ જંગ કઇ ભૂમિ પર ખેલાવાનો છે અને કઈ રીતે તે આ નકશામાં બતાવવામાં આવ્યું છે.

છે એ ચોક્કસ વાત છે. ૭મી મેએ જર્મનોએ કર્ચ પર સવારી આદરી ત્યારથી એ શરૂ થઇ ચૂક્યું છે. તે પછીથી આ સાત અઠવાડિયાં દરમ્યાન ધરીદળો રશિયામાં ગયા વર્ષના જેવી ઝડપી આગેકૂચો કરી શકયાં નથી અને નાટકી વિજયો મેળવી શકયાં નથી તેથી ગ્રીષ્મ-આક્રમણની સત્તાવાર જાહેરાત કરવાનું તેમને ન ગમે એ સમજી શકાય તેવી બીના છે, પણ એ કારણસર એ આક્રમણનો આરંભ હજુ નથી થયો એમ માની લેવું ભૂલ ભરેલું છે. જુલાઇ માસ એટલે યુરોપનો ભર ઉનાળો. એ વખતે પણ ઉનાળાનું આક્રમણ ન જ આવ્યું હોય તો જેમ વસંતઆક્રમણનો વિચાર પડતો મૂકીને ઉનાળાનાં આક્રમણની ધમકી હિટલરે આપી હતી તેમ હવે પાનખરનાં આક્રમણની ધમકી જ તેણે આપવી રહી. પણ એવું કાંઇ બનનાર નથી. ચોક્કસ વાત છે કે ધરીસત્તાઓનું ઉનાળાનું આક્રમણ શરૂ થઇ જ ચૂકયું છે.

## મહત્ત્વનો મોરચો કયો?

દુનિયાના તમામ શાણા યુદ્ધનિરીક્ષકો અને વિવેચકો સમ્મત થાય છે કે ધરીસત્તાઓનું આ છેલ્લું પ્રબળ આક્રમણ હશે. આલમના શાણામાં શાણા યુદ્ધનિરીક્ષકોમાં ઝેકોસ્લોવેકીઆના પ્રમુખ ડૉ. બેનેશનું ઉંચુ સ્થાન છે. તેઓએ જણાવ્યું છે કે પોતામાં જેટલી તાકાત હોય તે બધી એ ધરીસત્તાઓએ ૧૯૪૨ના જૂનથી નવેમ્બર માસ સુધીમાં અજમાવી લેવી રહી છે. એટલા વખતમાં પોતાની ઉણપો ટાળી દે અને મિત્રરાજ્યોના મહત્ત્વના મોરચાઓ છિન્નભિન્ન કરી નાખે એવા વિજયો તેઓ મેળવી લે તો પછી તેઓ અચોક્કસ મુદતને માટે મિત્રરાજ્યો સામે ટકી રહેશે. જો એવા વિજયો તેઓ પ્રાપ્ત ન કરી શકે તો તેઓની આક્રમક તાકાતનો અંત આવશે અને તેમને માત્ર બચાવ પર આવી જવું પડશે. પછી તો તેમના આખરી પરાજય માટે જે સમય જવાનો હોય તે જાય. એ પરાજય નિશ્ચિત બની જશે.

ડૉ. બેનેશના આ વિચારો સાથે ઘણાખરા યુદ્ધવિવેચકો વધતે-ઓછે અંશે સંમત થાય છે. હું તો સંપૂર્ણપણે સમ્મત થાઉં છું. આ વિચાર અને આ સમ્મતિને માટે શા કારણો છે તે વિગતે વિચારીએ:

યુદ્ધે ચડેલી પ્રતિસ્પર્ધી સત્તાઓની તાકાત નિર્ણિત કરનારાં તત્ત્વો ત્રણ: (૧) ખાદ્ય પદાર્થો, શહેરીઓ અને સૈન્યોની જરૂરીઆતોને સંતોષતો અન્ય કાચો માલ અને યુદ્ધસામગ્રીનો કાચો માલ; (૨) એ કાચા માલમાંથી તૈયાર માલ બનાવવાની ઔદ્યોગિક ઉત્પાદન-શક્તિ અને એ માલ જરૂરી વખતે જરૂરી જગાએ પહોંચતો કરવાની વાહનશક્તિ અને (૩) જળ, સ્થળ અને આસમાનમાં કામ કરતાં લશ્કરોનાં સંખ્યા અને હિમ્મતનું પ્રમાણ. આ ઉપરાંત પોતાના અને તાબેદાર દેશોના પ્રજાજનોની મનોદશા, મિત્રો અને તટસ્થ દેશોનાં સહકાર, વર્તણુક અને એવાં બીજાં અનેક તત્ત્વો હોય છે. એ બધા પ્રસંગાનુસાર વધતુંઓછું મહત્ત્વ ધારણ કરી રહે છે. પણ મુખ્ય તત્ત્વો તો ઉપર બતાવેલાં ત્રણ જ હોય છે.

આ ત્રણ તત્ત્વોની દૃષ્ટિએ વિરોધી સત્તાઓનાં બળાબળ અને વ્યૂહની સ્થિતિનો વિચાર કરી જોઇએ તો જ ડૉ. બેનેશ અને બીજાઓ સૂચવે છે તેમ ૧૯૪૨ની સાલ વિશ્વવિગ્રહની નિર્ણાયક સાલ બની રહેશે કે કેમ તે આપણે ચોક્કસ પણે નક્કી કરી શકીએ.

એ બાબતોનો વિચાર કરતાં પહેલાં એક ચોખવટ કરી લેવી જરૂરી છે. 'ધરીસત્તાઓ' એ શબ્દમાં જર્મની, ઇટાલી, અને જાપાન અને તેમના સંઘાતમાં ભળેલાં બીજા બધાય દેશોનો સમાવેશ થઇ જાય છે. પણ આ પુસ્તિકાના હેતુઓ માટે હું જાપાન અને તેના સંઘાતમાં ભળેલાં સિયામ, હિન્દીચીન અને દૂરનાં પૂર્વના બીજા બધાય દેશોને બાકાત રાખું છું. અહીં તો માત્ર જર્મની, ઇટાલી અને તેમના તાબાના તેમજ તેમને વધતોઓછો સહકાર આપતા યુરોપના

અન્ય દેશોની જ વાત કરું છું. આટલી ચોખવટ પછીથી આપણે ઉપર જણાવેલા મુખ્ય મુદ્દાઓની વિચારણા તરફ વળીએ.

## ધરીને પીડતી ખાદ્યપદાર્થોની તાણ

ખાદ્યપદાર્થોની બાબતમાં ધરીસત્તાઓની સ્થિતિ પ્રતિદિન વધુ અને વધુ વિષમ બનતી જાય છે. યુદ્ધ શરૂ કરતાં પહેલાં જર્મનીએ ખોરાકનો મોટો જથ્થો જમા કરી લીધો હતો અને જર્મન ખેતીમાંથી પણ વધુમાં વધુ ઉત્પન્ન મળી શકે એવી તજવીજ કરી હતી. તે પછીથી જર્મની એક પછી એક દેશો જીતતું ગયું અને તે દેશોમાંના ખાદ્યપદાર્થોના જથ્થા જપ્ત કરી જર્મની ભેગા કરતું ગયું. સાથેસાથ લગભગ આખાંએ યુરોપની ખોરાક ઊપજાવવાની શક્તિ જર્મનીના હાથમાં આવી.

પણ યુરોપ બહારથી ખોરાકીના પદાર્થો મેળવવાનું જર્મન-તાબાનાં યુરોપ માટે લગભગ અશક્ય છે. એનું કારણ મિત્રરાજ્યોની દરિયાઈ નાકાબંધી. અલબત આ નાકાબંધીની નજર ચુકાવીને ઉત્તર-પશ્ચિમ આફ્રિકામાંથી અને બીજેથી ધરીસત્તાઓ થોડાઘણા ખાદ્યપદાર્થો મેળવી શકતી હોય એ બનવા જોગ છે. પણ તેનું પ્રમાણ એટલું ઓછું હોવાનો સંભવ છે કે તેની ખાસ નોંધ લેવાની જરૂર ન રહે. એટલે આખાંયે યુરોપની ખાધાખોરાકી માટે યુરોપને પોતા પર જ આધાર રાખવો રહ્યો.

સવાલ એ છે કે યુરોપ ખોરાકીની દૃષ્ટિએ આત્મપૂર્ણ છે? આ પ્રશ્નનો જવાબ નિશ્ચિત હકારમાં તો નથી જ. અને તેમાંયે શાન્તિના વખતમાં યુરોપનું ખોરાકીના પદાર્થોનું જે ઉત્પાદન હતું તે આજે હોઈ શકે જ નહિ. યુરોપ આજે અસ્વસ્થ—લગભગ અસ્તવ્યસ્ત—દશામાં છે. ઘણાખરા દેશોમાંથી ખેતીના કામમાં રોકાતા સશક્ત પુરુષો આજે લશ્કરોમાં, તેની આનુષંગિક સેવાઓમાં, યુદ્ધસામગ્રીનાં કારખાનાંઓમાં, જેલોમાં, કે અટકાયતી થાણાંઓમાં રોકાઈ અથવા પુરાઈ ગયા છે.

બાકી રહેલાં માણસોનાં મન પર ઉચક છે; જર્મનીએ પદાક્રાન્તની કરેલા દેશોમાં ખોરાક ઉત્પન્ન કર્યા પછી તે પોતાનાં ઉપયોગમાં આવી શકશે કે કેમ એ લોકો જાણતા નથી. એટલે માલ ઉપજાવવામાં અને ઢોર ઉછેરવામાં તેમનું દિલ નથી. પરિણામે યુરોપમાં શાન્તિના વખતમાં જે ખોરાક ઊત્પન્ન થતો તેના કરતાં અત્યારે ઘણો જ ઓછો ઉત્પન્ન થતો હશે એ ચોકકસ છે. અધૂરામાં પૂરું આ વર્ષનો શિયાળો યુરોપ માટે બહુ વસમો ગયો છે. એટલે યુરોપ ખોરાકીની ભારે તંગી અનુભવી રહ્યું હશે એ તો સ્પષ્ટ જ છે.

અને એ તંગીનું પ્રત્યક્ષ પ્રમાણ તો યુરોપના તમામ દેશોમાં ખોરાકીની ચીજોના વેચાણ પર મુકાયેલા અંકુશોમાંથી મળી રહે છે. બેલ્જીઅમ, ફ્રાન્સ, ગ્રીસ, પોલાન્ડ, અને બીજા બધાય તાબેદાર દેશોમાં તો માણસનું જીવન માંડમાંડ ટકાવે એટલા પૂરતો જ ખોરાક ખરીદવાની છૂટ આપવામાં આવે છે. પણ જેટલી છૂટ મળી હોય એટલો બધોય ખોરાક બજારમાં મળી શકે એવું તો કયારેક જ બને છે. અમાનુષી નાગાઇપૂર્વક જર્મનીએ આ જિતાએલા દેશોની વસ્તિને ખોરાક પૂરો પાડવાની જવાબદારીનો ઉલાળીઓ કર્યો છે. પણ એથી કાંઇ પ્રજાજનોનું ભૂખનું દુઃખ તો થોડું જ ઓછું થાય છે? પરિણામે ફ્રાન્સમાં ખોરાક માટે રમખાણો થયાના સમાચારો સાંભળીએ છીએ અને બીજા જિતાએલા દેશોમાં પણ માણસો મરણીઆ બનવા લાગ્યા છે.

જિતાએલા દેશોમાં જો આવી સ્થિતિ છે તો ખુદ ઇટાલી અને જર્મનીમાં પણ કાંઇ વધારે સારી સ્થિતિ નથી. લડાઇને ત્રણ વર્ષ થવા આવ્યાં. આટલા વખતમાં જર્મનીએ ભરી રાખેલા અને પાછળથી લૂટમાં મેળવેલા ખોરાકના ભંડારો પણ ખૂટવા આવ્યા હોય એ દેખીતી વાત છે. એટલે જ ખુદ જર્મનીમાં પણ છેલ્લા છસાત માસ દરમ્યાન શહેરીઓને અપાતી ખોરાકીના પ્રમાણ પર ત્રણેક વખત કાપ મૂકવામાં આવ્યો છે. યુરોપની ખોરાકની સમસ્યા ખૂબ જ ઉગ્ર બની ગઇ છે, સમયના વહેવા સાથે આ ઉગ્રતામાં

ઊભેરા જ થવા સંભવ છે. એટલે આ કારણે પણ વહેલામાં વહેલી તકે યુદ્ધનો નિર્ણય આણવાની આવશ્યકતા ધરીસત્તાઓ માટે ઉપસ્થિત થઇ છે.

## તેલની નિર્ણાયક સમસ્યા

યુદ્ધસામગ્રી બનાવવા માટે અને શહેરીઓની અન્ય જરૂરીઆતો સંતોષવા માટેના કાચા માલની દૃષ્ટિએ પણ ધરીસત્તાઓની સ્થિતિ એટલી જ વિષમ છે. ઘણીય ધાતુઓ ધરીસત્તાઓ માટે અપ્રાપ્ય છે. રબ્બરની તાણ મિત્રરાજ્યોને મૂંઝવી રહી છે તો ધરીસત્તાઓને એ કાંઇ ઓછી નહિ મૂંઝવતી હોય. આ સ્થિતિ વધુ વખત ચાલુ રહે તો ધરીરાજ્યોનાં કારખાનાંઓને બંધ પડવાનો કે બગાસાં ખાતાં બેસવાનો વારો આવે. એટલે એ દૃષ્ટિએ પણ ધરીસત્તાઓએ કાં જ્યાંથી આ કાચો માલ મળી શકે એવા નવા પ્રદેશો હાથ કરવા જોઇએ; કાં મિત્રરાજ્યોની નાકાબંધીમાં ગાબડું પાડવું જોઇએ અને કાં યુદ્ધનો અંત આણવો જોઇએ. આનું નામ જ નિર્ણય.

કાચા માલનો વિચાર કરતાં એક વસ્તુ પર ખાસ ધ્યાન આપવું રહે છે. એ વસ્તુ એટલે તેલ–પેટ્રોલ તેમ જ બીજાં યંત્રોને કાર્યક્ષમ રાખતાં તેલ. આમાંયે મુખ્ય પ્રશ્ન પેટ્રોલનો છે. યુરોપની ધરીસત્તાઓ પાસે તેલના કૂવા માત્ર બે જગ્યાએ–રૂમાનિયામાં અને આલ્બેનિયામાં છે. રશિયાનાં લ્હાવ પાસેથી તેલના થોડાક વધારે કૂવા કદાચ મળ્યા હોય. પણ આ બધાયનું સંયુક્ત ઉત્પાદન ધરી સત્તાઓની પેટ્રોલની જરૂરીઆતનો દશમો ભાગ પણ માંડ પૂરો કરી શકે. જર્મની પોતે લાખો ટન પેટ્રોલ કોલસામાંથી ગાળે છે. અને ઇટાલી પણ થોડુંઘણું એવી રીતે ઉત્પન્ન કરતું હશે. આ ઉપરાંત યુદ્ધ પહેલાં જર્મનીએ પેટ્રોલના જબ્બર જથ્થા જમા કરી લીધા હતા અને યુદ્ધના પહેલા આઠ માસ દરમ્યાન ઇટાલીએ પણ જ્યાંથી જેટલું મળી શક્યું એટલું બધુયે તેલ એકઠું કરી લીધું હતું. યુરોપના જે જે દેશો હિટલરના તાબામાં આવ્યા તે બધામાં પણ

તેલના નાનામોટા ભંડારો હતા. એ બધા જર્મનીના હાથમાં આવી ગયા છે અને બનવાજોગ છે કે પશ્ચિમ આફ્રિકાનાં ફ્રેન્ચ સંસ્થાનોમાં જમા થએલું પેટ્રોલ પણ જર્મનીને મળી ગયું હોય. પણ યુદ્ધને લીધે પેટ્રોલનો વપરાશ એટલો બધો વધી ગયો છે કે આ ભંડારો હવે ખાલી થવા આવ્યા હશે.

લગભગ તમામ યુદ્ધવિવેચકો અને અર્થશાસ્ત્રીએનું એવું સપ્રમાણ અનુમાન છે કે યુરોપી ધરીસત્તાઓનો સામનો કરતી આજની ઉગ્રમાં ઉગ્ર સમસ્યા તેલને લગતી છે. એક રશિયન આર્થિકનિષ્ણાતે તો એવી ગણતરી રજૂ કરી હતી કે ગયે વર્ષે રશિયન મોરચા પર જે પ્રકારની વ્યાપક અને ઉગ્ર લડાઇ ચાલતી હતી તેવી લડાઇ ચાર માસથી વધારે વખત ચલાવવા માટેનું તેલ ધરીસત્તાઓ પાસે રહ્યું નથી. આ કારણથી જ બધાની એમ ધારણા હતી કે જર્મનોના ૧૯૪૨ નો ધસારો કોકેસસનાં અને ઇરાક ઇરાનનાં તેલનાં કેન્દ્રો તરફ જ કેન્દ્રિત કરશે. આ ધારણા સર્વથા સાચી પડી છે, એમ ધરીસત્તાઓના ચાલુ આક્રમણના ઝોક પરથી સ્પષ્ટ થાય છે. એટલે તેલનાં આ બન્ને ક્ષેત્રો સુધી આ વર્ષે પહોંચી જવું એ ધરીસત્તાઓ માટે સાવ નિર્ણાયક બાબત છે. તેમને ત્યાં પહોંચતા અટકાવવા એ સાથી મુલકો માટે પણ એટલી જ નિર્ણાયક બાબત છે. લગભગ નિશ્ચિતપણે કહી શકાય કે ધરીસત્તાઓ આ વર્ષે જો આ તેલનાં ધામોથી વંચિત રહે તો તેમનું આવી બન્યું છે. આધુનિક યાંત્રિક યુદ્ધમાં તેલ કેટલો અગત્યનો ભાગ ભજવે છે એ જણાવવાની જરૂર તો હવે રહી જ નથી. એટલે બીજાં કોઇ કારણસર નહિ તો આ એક જ કારણસર પણ ધરીસત્તાઓએ આ વર્ષે આ સ્થાનો પર પહોંચવા મરણીઓ પ્રયત્ન કરવો રહ્યો. એ પ્રયત્નમાં તેમને મળનારી સફળતા કે નિષ્ફળતા યુદ્ધનું ભાવિ નિર્ણિત કરી નાખશે.

## બે મહત્ત્વનાં કારણો

કારખાનાંઓનાં ઉત્પાદનની અને ઉત્પાદકશકિતની દૃષ્ટિએ વિચાર કરતાં પણ સાફ જ દેખાઇ આવે છે કે ધરીસત્તાઓનું યુદ્ધ-સામગ્રીનું ઉત્પાદન તેની ટોચે પહોંચી ગયું છે; તેનાથી ઉપર જવાની હવે શકયતા રહી નથી. પણ ઉપર બતાવ્યું છે તેમ કાચા માલની તાણને લીધે, થાકયાં, ભૂખ્યાં અને અધૂરી તાલીમવાળા કામદારોને લીધે અને હવે તાકાતવાન બનેલાં બ્રિટનના વિમાની હુમલાઓથી ઊપજતી તારાજીને કારણે ધરીસત્તાઓનું ઉત્પાદન હવે વધવાનો નહિ પણ સારી પેઠે ઘટતું જવાનો સંભવ છે. એટલે એ દૃષ્ટિએ પણ આજે પોતાની તાકાત એની પૂર્ણકક્ષાએ પહોંચી છે ત્યારે ધરીસત્તાઓએ નિર્ણયાત્મક જંગ ખેલી જ લેવો રહ્યો છે.

જર્મનીને વિજળીક વિજયો મળતા હતા ત્યાં સુધી જિતાયેલાં યુરોપની બધીયે પ્રજાઓ હેબતાઇ ગઇ હતી. પણ રશિયાના જંગમાં એ ખૂંચી ગયું એટલે જર્મનીની અજેયતાનો ખ્યાલ ઓસરવા લાગ્યો. સાથે સાથ નાઝીઓની નરદમ ત્રાસનીતિને પરિણામે તેમણે યુરોપની 'નવી વ્યવસ્થા' સંબંધે ઊભી કરેલી ભ્રમજાળ પરનો ઘોળ પણ ઊતરી જવા લાગ્યો. હવે જર્મનીનો પરાજય થાય એવી સંભાવના ઊભી થઇ છે એટલે જિતાયેલા પ્રદેશની પ્રજાઓનો મિજાજ ઉકળવા લાગ્યો છે. દરેક જિતાએલા દેશમાં કારખાનાં અને વાહનવ્યહારની ભાંગફોડના બનાવો વધવા લાગ્યા છે અને હુકમ ચલાવતા નાઝીઓ સામે ઘા પણ થવા લાગ્યા છે. ઝેકોસ્લોવેકીઆમાં પ્રાગની ભર બજારમાં ધોળે દિવસે થયેલું 'યુરોપના જલ્લાદ' હેડ્રીચનું ખૂન ધરીસત્તાઓને માટે દીવાલ પર લખાયેલા ચેતવણીના અક્ષરો છે; આવતા ભયની સૂચક લાલબત્તી છે. એટલે કાં તો ધરીસત્તાઓએ આ વર્ષ દરમ્યાન જ નિર્ણાયાત્મક વિજય મેળવીને તેમના પરાજયની ઘોળાતી શકયતાને ભૂંસી નાખવી રહી અને કાં યુરોપની વ્યાપક

બળવાખોરીના ભોગ બનવું રહ્યું. આ રીતે યુરોપનો બગડતો મિજાજ પણ ધરીસત્તાઓને નિર્ણયાત્મક જંગ તરફ દોરી રહ્યો છે.

## મિત્રરાજ્યોની વધતી તાકાત

ધરીરાજ્યોની શક્તિને લાગુ પડી રહેલા આ ધાંસણીના રોગ વિરુદ્ધ મિત્રરાજ્યોની શક્તિમાં પ્રતિદિન વધારો થઇ રહ્યો છે. બ્રિટનનું ઉત્પાદન હજુ આખરી કક્ષાએ પહોંચ્યું નથી. એમાં વધારાને અવકાશ છે. અમેરિકાનાં ઉત્પાદનના વિકાસની પણ એવી જ ભવ્ય શકયતા છે. એક વર્ષના જંગને પરિણામે રશિયાનાં ઔદ્યોગિક ઉત્પાદનને પણ ઝાઝી આંચ આવી નથી. અને આ ત્રણેય મિત્રરાજ્યો અને તેમની સાથેના બીજા મુલકોની સૈન્યસંખ્યા પણ પ્રતિદિન વધતી જાય છે. વિમાનો, ટેંકો, તોપો અને સર્વ પ્રકારની યુદ્ધસામગ્રીમાં મિત્રરાજ્યો ધરીરાજ્યોથી કયાંઇ આગળ નીકળી ગયાં છે અને સમય જશે તેમ તેમ તેમની આ સરસાઇ વધુ ઘેરી જ બનતી જશે. એટલે આ સરસાઇ પોતાને કચડી નાખનારી બને તે પહેલાં ધરીરાજ્યો આ વર્ષે જ નિર્ણયાત્મક જંગ લડી લે તેમાં જ તેમની ખેરીઅત છે. આખરી વિજયની તો નહિ પણ લાંબો વખત ટકી રહેવાની શકયતા એ એક જ બાબતમાં સમાયેલી છે.

## સાથી મુલકોની મુશ્કેલીનો લાભ ઉઠાવવા

અને એક છેલ્લો મુદ્દો: શસ્ત્ર અને સૈન્યસંખ્યામાં ધરીરાજ્યો પર સરસાઇ મેળવી ચૂકેલાં મિત્રરાજ્યો આજે એક ભારી મૂંઝવણ ભોગવી રહ્યાં છે. એ મૂંઝવણ વહાણવ્યવહારની. જર્મની અને ઇટાલીનાં સબમરીનો, જહાજો અને વિમાનોએ સાથે મળીને બ્રિટનનાં વેપારી જહાજો પર કેર વર્તાવ્યો હતો અને બ્રિટનની દરીઆઇ નાકાબંધી જેવી જ નાકાબંધી બ્રિટન સામે ઊભી કરવામાં થોડો વખત સફળ થયાં હતાં. મહામુસ્કેલીએ બ્રિટને એ મુશ્કેલીનો તોડ કાઢયો હતો.

એટલામાં જાપાન આવી પડ્યું. જાપાન પોતે એક પ્રથમ દરજ્જાની દરીઆઇ સત્તા હોઇ તે મોટી સંખ્યાની સબમરીનો ધરાવે છે. એ સબમરીનોએ યુરોપીઅન ધરીની સબમરીનો સાથે હાથ મિલાવીને મિત્રરાજ્યોના દરીઆઇ વ્યવહારને ભારી વિષમ પરિસ્થિતિમાં મૂકી દીધો છે.

આ સ્થિતિ કાયમ રહેવાની હોય અને દિવસો જતાં નિશ્ચિતપણે વધુ વણસવાની હોય તો તો નિર્ણયાત્મક જંગ હાથ ધરતાં પહેલાં ધરીસત્તાઓ સબૂરી ધારણ કરે એ બનવા જોગ છે. પણ પૂરી શકયતા છે કે જેવી રીતે બ્રિટને ગઇ સાલ આવી મુશ્કેલીને તોડ કાઢયો હતો તેવી રીતે આ વખતે પણ એવો તોડ કાઢવામાં બ્રિટન અને અમેરિકા સાથે મળીને સફળ થાય. વધુમાં અન્ય શસ્ત્રોની માફક અમેરિકાનું વહાણોનું ઉત્પાદન પણ ચમત્કારિક રીતે ઝડપી બની ગયું છે અને વધુ ઝડપી બનવા સંભવ છે. પરિણામે મિત્રરાજ્યોને આજે વેઠવી પડતી દરીઆઇ વ્યવહારની વિટંબણા આવતી કાલે દૂર થઇ જાય તો ધરીસત્તાઓનું આવી જ બને. એટલે તેમની આજની મૂંઝવણનો લાભ લઇ નિર્ણયાત્મક જંગ ખેલી કાઢવો એ ધરીસત્તાઓનાં હિતની વાત છે.

ધરીસત્તાઓનાં લશ્કરોની શક્તિ પણ દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે. રશિયાએ તેમના પર જે ખુવારીનું યુદ્ધ લાદયું છે એને પરિણામે દરી દળોનાં સૈન્યો અને સામાગ્રીની પારાવાર ખુવારી થઇ ચુકી છે. તેમનાં જે ઉમદા અને તાલીમબદ્ધ દળો હતાં તે તો સારા પ્રમાણમાં કામ આવી ગયાં છે. એટલે સૈન્યો અને તેમની નીતિમત્તાને વધુ ઘસારો લાગે તે પહેલાં જ નિર્ણયાત્મક જંગ તેમણે ખેલી લેવો જોઇએ.

## બન્ને પક્ષો તૈયાર છે

**ત્રણ** ત્રણ વર્ષ થયાં સર્વમુખી લડતનો ભાર જીરવીને જર્મનીની પ્રજા પણ કંટાળવા લાગી હોવી જોઇએ. પ્રજાજનોનો સ્વભાવ

ચીડીઓ થતો જાય છે એ હકીકત તો ડો. ગેબેલ્સે હમણાં તેમને વિનયી બનાવવા માટે ઉપાડેલી ઝુંબેશ પરથી પ્રત્યક્ષ થાય છે. તેમાં વળી કોલોન, ઇસેન અને બ્રેમન પર બ્રિટિશ વિમાનોએ ઉતારેલી રાક્ષસી ધાડો જેવી ધાડો વધશે તો જર્મનોનો મિજાજ વધુ ચીડીઓ બનશે અને હિમ્મત અને સહનશક્તિ–morale–માં ઓટ આવશે. આ બને તે પહેલાં તેમના એ ગુણો ટકી રહે એવો નિર્ણયાત્મક વિજય ધરીસત્તાઓએ સાધવો જ રહ્યો.

પોતાના તેમ જ પ્રતિસ્પર્ધીઓના બળાબળની આ ગણતરી અનુસાર ધરીસત્તાઓએ આ વર્ષમાં નિર્ણયાત્મક જંગ ખેલી લેવાનો નિર્ણય કરી લીધો હોય એમાં કંઇ જ નવાઇ નથી. એવો નિર્ણય ન કર્યો હોય તો દિલનું અરમાન દિલમાં રહી જશે અને તેમનું આવી બનશે. પણ આવી રીતે ધોખામાં મરી જાય એ ધરીસત્તાઓ નહિ. એટલે તેમણે આ વર્ષે જ નિર્ણયાત્મક જંગ ખેલી લેવાનું નક્કી કર્યું છે એમ માની લેવામાં જરાય ભૂલ થવાનો સંભવ નથી.

યુદ્ધનિરીક્ષકો અને વિવેચકો જ આમ માને છે એમ નથી. સોવિયેટ રશિયાના વિચક્ષણ આગેવાનો પણ આમ જ માને છે. અને પોતાની આ માન્યતાની યથાર્થતા ઢીલાંપોચા બ્રિટન–અમેરિકાને ગળે ઉતારવવામાં પણ તેઓ સફળ થયા છે. એટલે પશ્ચિમ ગોળાર્ધ પૂરતો નિર્ણયાત્મક જંગ આ વર્ષે જ ખેલી લેવાને બન્ને વિરોધી પક્ષો સજ્જ થઇ ગયા છે એ ચોક્કસ છે.

## રશિયામાં જર્મનો શું માગે છે ?

આવો નિર્ણય બન્ને પક્ષોએ કરી લીધો હોય અને ૧૯૪૨માં જ નિર્ણાયક જંગ ખેલાઇ જવાનો હોય તો એ કઇ રણભૂમિ પર ખેલાશે એ વિચારવાનું હવે પ્રાપ્ત થાય છે.

આઠેક માસ પહેલાં પાર્લામેન્ટ સમક્ષ એક ભાષણમાં મિ. ચર્ચિલે જણાવ્યું હતું કે આ વિશ્વવિગ્રહની નિર્ણયાત્મક લડાઇઓ

મધ્યપૂર્વમાં લડાવાની છે. આ માન્યતા મિ. ચર્ચિલના મનમાં એટલી દઢ હતી કે બીજા કેટલાય આવશ્યક મોરચાઓને ભોગે પણ મધ્ય-પૂર્વના મોરચાને સબળ બનાવવાની પ્રવૃત્તિ અવિરત ચાલુ રાખી છે.

આજના ધરીઆક્રમણની દિશાઓ અને વલણોનો ખ્યાલ બાંધતાં મિ. ચર્ચિલની એ માન્યતાની યથાર્થતાનો પુરાવો સાંપડી રહે છે. આ પુસ્તિકામાં આપેલા નકશામાં બતાવવામાં આવ્યું છે તેમ રશિયાના ખાર્કોવથી માંડીને દક્ષિણે બ્રિટનનાં લીબિયા અને ઇજિપ્ત સુધીમાં ધરીદળોનો જમાવ થયો છે.

ખાર્કોવથી ઉત્તર તરફ નહિ પણ દક્ષિણ-પૂર્વે રોસ્ટોવ, ડોન અને કાસ્પીઅન સમુદ્રના કાંઠા સુધી પહોંચવાની જર્મનોની નેમ સાફ કળાઇ આવે છે. એઝોવ સમુદ્રમાં આવેલ કર્ચ દ્વીપકલ્પ તો જર્મનોએ બે મહિનાથી હાથ કરી લીધો છે. આ દ્વીપકલ્પના પૂર્વ કિનારા અને કોકેસસ પ્રદેશના પશ્ચિમ કિનારા વચ્ચે માત્ર પાંચથી વિશ માઇલનું જ અંતર છે.

પણ કોકેસસ પર સવારી લઇ જવા માટે એકલાં રોસ્ટોવ કે કર્ચ જ માત્ર કામનાં નથી; આખા કાળા સમુદ્ર પર ધરીસત્તાઓનું પ્રભુત્વ જોઇએ. એ પ્રભુત્વ મેળવવા માટે જ જર્મનોએ છેલ્લા આઠ માસથી રશિયાનાં કાળા સમુદ્રનાં સહુથી મહત્વનાં નૌકામથક સેબેસ્ટોપોલ પર ઘેરો ઘાલ્યો છે. એ ઘેરો શિયાળાના પાંચેક માસ દરમ્યાન શિથિલ હતો. પણ છેલ્લા એક માસથી જર્મનોએ અત્યંત ઉગ્ર અને ભીષણ આક્રમણ એ શહેર-બંદર પર જારી રાખ્યું છે. સેબાસ્ટોપોલ હજુ પડયું નથી, પણ એ પડયા પછી જર્મનો કોકેસસ પર સવારીનો આરંભ કરશે એમ દેખાય છે,

એક વર્ષના અપૂર્વ સંગ્રામને પરિણામે જર્મનોને ખાતરી થઇ ચૂકી છે કે મોસ્કો અને લેનીનગ્રાડની કિલ્લેબંધીઓ સાથે માથાં અફાળવાનો વ્યવસાય મિથ્યા છે. આખું રશિયા જીતી લેવાનું સ્વપ્નું

તો હિટલરનાં શેખચલ્લી મગજમાં પણ કદી નહિ પ્રવેશ્યું હોય. પણ વેલ્ગા નદીને પેલે પાર એશીઆઇ રશિયામાં રશિયનોને ધકેલી દેવાની નેમ પણ હવે તેણે પડતી જ મૂકી હશે એમ લાગે છે. લાલ લશ્કરને ખતમ કરી દેવાની નેમ પણ પોતાનાં ગજા બહારની છે એવી ખાતરી પણ હિટલરને થઇ ચૂકી હશે. એટલે હવે વધારે હળવી નેમથી નિર્વાહ કરવાના નિર્ણય પર તે આવ્યો જણાય છે.

હવે તેની નેમ એટલી જ દેખાય છે કે પોતે કોકેસસને અને સુએઝ કેનાલથી ઇરાન સુધીના મધ્યપૂર્વના પ્રદેશને પોતાના ભરડામાં સમેટી લેવાના કામમાં રોકાયો હોય ત્યાં સુધીમાં રશિયનો એની પીઠ પર વળતો ઘા ન કરે. આ હેતું સિદ્ધ કરવા માટે ઉત્તરમાં આર્કેન્જલ અને મર્માન્સ્કવાળો વિસ્તાર કબજે કરી બ્રિટન અને અમેરિકા તરફથી રશિયાને મળતી મદદ બંધ કરવાની મકસદ સેવે છે. દક્ષિણે ઇરાન અને કાસ્પીઅન સમુદ્ર મારફત રશીઆને એ બે દેશો તરફથી મળતી મદદ પણ તે બંધ કરવા માગે છે. આ માટે ઉપર ખાર્કોવથી આસ્ટ્રાખાન સુધી પહોંચી જવાની તેની મુરાદ છે અને દક્ષિણે ઇરાનનો અખાત તેને અંકુશમાં લઇ લેવો છે. બાકીનાં લેનીનગ્રાડથી રોસ્ટોવ સુધીના સવા હજાર માઇલના મોરચા પર રશીઅન લશ્કરો સામે રક્ષણાત્મક લડાઇ જાગતી રાખવાનું તે પસંદ કરે છે.

## ધરીસત્તાઓનો વિગ્રહવ્યૂહ

રશિયાને બહારની મદદ મળતી બંધ થાય અને રશિયન મોરચાના અન્ય ભાગોમાં રશિયન લશ્કરોને રોકી રાખવામાં આવે એટલે દક્ષિણ મોરચા પર તે દોટ મૂકવા માગે છે. એ દોટનું એક જ લક્ષ્ય કોકેસસ છે. દક્ષિણમાં ખાર્કોવથી ટાગાનરોગ સુધી તો જર્મન લશ્કરો પડેલાં જ છે. ખાર્કોવ આગળ ઉગ્ર વિગ્રહ ચાલી રહ્યો છે અને બાકી ઠેક ટાગાનરોગ સુધીનાં જર્મન લશ્કરો નાની નાની અથડામણો ઊભી કરી કઇ જગ્યાએ રશિયનોનું કેટલું જોર છે તે

ચકાસી રહ્યાં છે. નબળી કડી હાથ આવશે ત્યાંથી તેઓ રોરટોવ તરફ આગળ ધપશે. રોરટોવ પડશે એટલે જર્મન દળોનો એક ફાંટો કોકેસસમાં ઉતરશે અને એક કારપીયન સમુદ્ર તરફ લંબાશે. રોરટોવથી કોકેસસમાં જર્મન લશ્કર ઉતરશે તેની સાથેસાથ કર્ચ અને ક્રીમીઆ–સેબાસ્ટોપોલ-માંથી પણ નૌકાઓ વાટે ધરીદળો કોકેસસના નીચેના ભાગોમાં ઉતરવાનો પ્રયાસ કરશે. કોકેસસના કિનારાપર રશિયનોનાં નોવોરોસીસ્ક અને બાટુમ એ કાળા સમુદ્રનાં મુખ્ય નૌકામથકો છે અને બીજાં પણ નાનાં નાનાં મથકો છે પણ તેને પાડી દેવાની જર્મનોને શ્રદ્ધા છે. આમ લગભગ એક સાથે બેત્રણ જગ્યાએ જર્મનદળો ઉતરશે. આ હેતુ સાધવા માટે જર્મનોએ રૂમાનીઆ અને બલ્ગેરીઆના કાળા સમુદ્રના કિનારા પર નાની નાની નૌકાઓનો જબ્બર જમાવ કર્યો છે. અહીં વિમાની મથકો પણ તેમણે જમાવ્યાં છે. ઉપરાંત ક્રીમીઆ અને કર્ચમાંના જર્મન વિમાની મથકો પરથી પણ કાળા સમુદ્રનાં લાલ નૌકાદળ પર વાર કરી તેને ખતમ કરવામાં આવશે. આ માટે રૂમાનીઆની ત્રણ સબમરીનો ઉપરાંત કેટલીક ઇટાલીયન સબમરીનોને પણ ચોરીછૂપીથી અહીં આણી તૈયાર રાખવામાં આવી છે.

સેબાસ્ટોપોલ હાથ આવશે અને કાળાસમુદ્રપર ધરીસત્તાનું પ્રભુત્વ સ્થાપાશે એટલે તેઓ માત્ર કોકેસસ પર બે ત્રણ જગ્યાએ ઉતરીને જ સંતોષ નહિ માને. કાળા સમુદ્રમાની તુર્કીની પૂર્વ સરહદ પર થઇને સીરીઆ અને ઇરાનમાં લશ્કરો ઉતારવાની પણ તેઓ તજવીજ કરશે.

અને સીરીઆ અને ઇરાકને માત્ર આ એક જ દિશાએથી આવનારાં આક્રમણનો ભય નહિ હોય. અત્યાર સુધીમાં જણાઇ ચૂકયું છે કે ધરીસત્તાઓએ ગ્રીસ, ક્રીટ, ઇજીઅન ટાપુઓ અને ડોડીકેનીઝ ટાપુઓમાં સૈન્યો અને સામગ્રી ઠીક પ્રમાણમાં જમા કરી રાખેલ છે. એ તૈયારીનો ઉપયોગ કરવાનો અવસર પણ હવે આવી ગયો છે. બેક માસ સુધીના અવિરત વિમાની મારાને પરિણામે માલ્ટાનો દરિયાઇ અને વિમાની મથક તરીકે ઉપયોગ કરવાનું અંગ્રેજો માટે

અશક્ય નહિ તો પણ અતિ મુશ્કેલ તો બની જ ગયું છે. ઉપરાંત હવે સીરેનાઇકામાંથી બ્રિટિશદળો પાછાં હઠી ગયાં છે અને તોબ્રુક તેમના હાથમાંથી ગયું છે એટલે માલ્ટાની રહીસહી અગત્ય પણ સારી પેઠે ઓસરી ગઇ છે અને માલ્ટાને વધુ સામગ્રી અને મદદ પહોંચાડવાનું સાથી મુલ્કોનું કામ અત્યંત મુશ્કેલ બની ગયું છે. માલ્ટા આમ નકામું બની ગયું છે એટલે ઇટાલીનાં સીસીલીની અગત્ય સારી પેઠે વધી ગઇ છે. ઇટાલીયન નૌકાદળને હવે મધ્ય ભૂમધ્યમાં મૂક્તવિહાર મળી ગયો છે. સીસીલી, ગ્રીસ, ક્રીટ, ઇજીઅન ટાપુઓ અને ડોડાકેનીઝ-માંની ધરીની તૈયારીઓ જોતાં તોબ્રુકના પતનને પરિણામે પૂર્વ ભૂમધ્ય પરથી પણ બ્રિટિશ વર્ચસ્વ સારી પેઠે ઓછું થઇ જાય છે. તેમાંયે ઇજીપ્તમાંના ધરીદળોની ચાલુ પ્રવૃત્તિને પરિણામે એલેકઝાન્ડ્રીઆ પણ તેમના હાથમાં પડશે તો તો નિર્ભયપણે મધ્યપૂર્વ તરફ ધસારો લઇ જવાનો ધરીનો માર્ગ છેક જ મોકળો થઇ જશે.

પણ એલેકઝાન્ડ્રીઆ અકબંધ રહે તો પણ સીરિયા અને પેલેસ્ટાઇન મારફત મધ્યપૂર્વના પ્રદેશો પર સવારી લઇ જવામાં ધરી સત્તાઓને ખાસ મુશ્કેલી જણાય તેમ નથી. એટલે એવું બને કે તેઓ પ્રથમ સાઇપ્રસ લઇ લે, અને સાઇપ્રસ ન લેવું હોય તો તેની આસપાસ દરિયાઇ ઘેરા જેવી સ્થિતિ ઊભી કરી સીધા સીરિયા અને પેલેસ્ટાઇનના કિનારા પર દળો ઉતારે. ત્યાં ઊતર્યા પછી એ દળો ત્રણચાર વહેણમાં ફંટાઇ જાય. એક ફાંટો ઉત્તર તરફ જઇ કાળાસમુદ્ર મારફત તુર્કીના પાછળના ભાગમાં ઉતરેલા ફાંટા સાથે હાથ મિલાવે; બીજો ઇરાકના તેલ કૂવાઓ તરફ જાય, ત્રીજો પેલેસ્ટાઇન મારફત નીચે ઊતરી ઇજીપ્ત મારફત સુએઝ તરફ આગળ વધતાં ધરીદળો સાથે હાથ મિલાવવા આગળ વધે. આમાં મુખ્ય ધસારો તો ઇરાક તરફનો જ રહે અને છેક ઇરાન અને ઇરાનના અખાત સુધી પહોંચે. આ ધસારાની મુખ્ય નેમ તો ઇરાકમાં મોસલ અને ઇરાનમાં આબાદાનના તેલના કૂવાઓ હાથ કરવાની હોય.

વચ્ચેનો આ ધસારો આટલું કામ સાધી રહે ત્યાં સુધીમાં કોકેસસમાંનો ત્રિશૂળ ધસારો પણ માઇકોપ અને બાકુના તેલના કૂવાઓ સુધી પહોંચીજ ગયો હોય. અને નીચેનો ઇજીપ્તમાંનો ધસારો પણ સુએઝની નહેર સુધી પહોંચી ગયો હોય. આ રીતે કોકસસ, ઇરાક અને ઇરાનનું તેલ ધરીસત્તાઓના હાથમાં આવે, ઇરાનનો અખાત અને સુએઝની નહેર તેમનાં હાથમાં આવે અને જમીન અને જળમાર્ગે હિન્દ તરફ આગળ વધી જાપાન સાથે હાથ મિલાવવાની તક મળે એવી સ્થિતિ ઊભી થાય. ૧૯૪૨ની સાલનો ધરીરાજ્યોનો એ નિર્ણયાત્મક વિજય લેખાય.

એ વિજય સિદ્ધ કરવા માટે રશિયામાં થોડુંક આગળ વધવું કામનું નથી, અને રશિયાની લડાઇ ચાલુ હોય ત્યાં સુધી બ્રિટિશ ટાપુને જીતી લેવાનું શકય નથી, એટલે આ જ—મધ્યપૂર્વની રણભૂમિ જ—તેમને માટે બાકી રહે છે. ઉપરાંત એ રણભૂમિપર વિજય મળતાં મિત્રરાજ્યોને આખરી શિકસ્ત આપવાની શકયાતા તેમની સમક્ષ ખુલ્લી થાય.

## મિત્રરાજ્યોની તૈયારી કેવી હશે

ધરીરાજ્યોને માટે આ માર્ગ જ હવે રહ્યો છે એમ સમજી મિત્રરાજ્યે એ પણ મધ્યપૂર્વના આ પ્રદેશમાં તેમનો મુકાબલો કરવાની તૈયારી કરી રાખી છે. ઇજીપ્તમાં એક લશ્કર તો લડાઇની લગભગ શરૂઆતથી જ બ્રિટને ઊભું કરી લીધું હતું. આઠમા લશ્કરને નામે એ ઓળખાય છે. એ લશ્કર જ આજે ઇજીપ્તમાં જનરલ રોમેલનાં દળો સામે લડી રહેલ છે. આ ઉપરાંત પેલેસ્ટાઇન, ઇરાક અને ઇરાનમાં પણ બીજાં એવાં જ બે લશ્કરો સર્જવામાં આવ્યાં છે. આ લશ્કરો નવમા અને દશમા લશ્કરને નામે ઓળખાય છે. વધુમાં એમ પણ જાણવા મળ્યું છે કે તુર્કી, સીરીઆ, પેલેસ્ટાઇન કે કાળા સમુદ્ર મારફત સીરીઆ કે ઇરાનની સરહદ પર ધરી લશ્કરો ઊતરે તો તેમને અટકાવવા માટે ઊંડાણવાળી–in depth–કિલ્લેબંધીઓ પણ આ વિભાગોમાં રચી લેવામાં આવી છે. સાઇપ્રસને પણ આધુનિક

શસ્ત્રાસ્ત્રો અને સૈન્યોથી સજ્જ કરવામાં આવ્યું છે. લાગે છે કે અમેરિકન સૈનિકો અને વિમાની દળો પણ બસરાની આસપાસ કોઇક જગ્યાએ થાણું જમાવી બેઠેલ છે.

રશિયનો તો સજાગ છે જ. ગયા વર્ષના ધસારા દરમ્યાન જર્મનો એક પણ મહત્ત્વનું રશિયન લક્ષ્ય સિદ્ધ કરી ન શકયા એટલે આ વર્ષે તેઓ હાંફળા થઇને પોતાના તેલના પ્રદેશો–કોકેસસ તરફ દોટ મૂકશે એમ તેમણે કલ્પી જ લીધું હતું અને એ માટેની જરૂરી તૈયારીઓ પણ તેમણે કરી લીધી છે. આવી રીતે મધ્યપૂર્વની ભૂમિમાં નિર્ણયાત્મક જંગ લડી નાખવાને બન્ને પક્ષો તૈયાર થઇ બેઠા છે.

બેમાંથી એકેય પક્ષની લશ્કરી તાકાતનો આધારભુત ખ્યાલ મેળવવાનું તો અશકય જ છે પણ જર્મનોની હવે પછીની ચાલબાજીની જે રૂપરેખા ઉપર આપવામાં આવી છે તે સાથી મુલકોના યુદ્ધનિષ્ણાતોથી જરાય અજાણી નથી એટલે તેને પહોંચી વળવાની તૈયારીઓ તેમણે કરી જ રાખી હશે એમ માની લેવામાં ભૂલ થવાનો સંભવ નથી.

આ લખાય છે ત્યાં સુધીમાં ઉપર જણાવેલી પોતાની નેમો સંતોષવા માટે ઉપર સૂચવેલ છે તેના જ પ્રકારે ધરીસત્તાઓએ પહેલા ઘા તો કરી લીધા છે. રશિયામાં શિયાળા પછીથી કોઇપણ મોરચા પર જર્મનોને પાછા હઠાવવામાં રશિયનો સફળ થયા નથી. પણ એવી અપેક્ષા કોઇએ તેમની પાસેથી રાખી પણ નહોતી. જર્મનો તેમને પાછા હઠાવશે એમ ધારી લેવામાં આવ્યું હતું અને એ ધારણા સકારણ હતી. આ સ્થિતિમાં રશીઅનો જે ટકાવ કરી રહ્યા છે તે તારીફ માગી લે તેવો છે. જુલાઇ મહીનો શરૂ થઇ ગયો છે છતાં જર્મનો હજુ સેબાસ્ટોપોલ કબજે કરી શકયા નથી અને ખાર્કોવ મોરચા પર પણ ગોકળગાયની ગતિએ જ આગળ વધી રહ્યા છે. આવી ને આવી સ્થિતિ ચાલુ રહે તો નવેમ્બર માસ સુધીમાં જર્મનો રશિઆમાંના ઉપર જણાવેલાં લક્ષ્યો સિધ્ધ કરી શકે એવી કોઇ જ શકયતા દેખાતી નથી. પણ અહીં જર્મનો

અત્યારે દાખવી રહ્યા છે તેનાથી વધારે જોર દાખવશે એમ અવશ્ય ધારી શકાય.

બીજી બાજુ બ્રિટન અને અમેરિકાએ સંભાળવાની છે. ઇજીપ્ત, સીરીઆ, પેલેસ્ટાઇન, ઇરાક, ઇરાન એ બધા દેશોનું રક્ષણ તેમણે કરવાનું છે. આ બધા દેશોમાંથી અત્યારે તો હજુ એક ઇજીપ્ત પર જ આક્રમણ આવેલું છે. એટલે આ બધા દેશોને સાચવવા તત્પર બનેલી સત્તા આ એક દેશનો મોરચો તો બરાબર સાચવી જ શકશે એવી અપેક્ષા રખાતી હતી. બ્રિટિશ–પ્રચારે પણ એવી જ છાપ ઉભી કરેલી. પણ બન્યું છે એથી તદ્દન ઉલટું. એક જ માસની સાધારણ લડાઇને પરિણામે તેઓ સીરેનાઇકાનો જંગ હારી ગયા છે અને ઇજીપ્તના જંગને અંગે પણ ભારે વિષમ દશામાં મુકાઇ ગયા છે. ઉત્તર આફ્રિકા અને મધ્યપૂર્વના મોરચા એકબીજા સાથે એવા સંકલિત છે કે એકમાં મળતા વિજય કે પરાજયની અસર બીજા પર પણ ઉપજ્યા વિના રહે નહિ. એટલે ઇજીપ્તમાં એલેકઝાન્ડ્રિયા, કેરો અને સુએઝની નહેર કબજે કરવા જર્મનો શકિતમાન થાય તો બાકીનાં બ્રિટિશ દળો માટે સીરિયા, પેલેસ્ટાઇન, ઇરાક, ઇરાન વગેરે દેશોનો બચાવ કરવાનું કામ અતિ મુશ્કેલ બની જાય. તેમાંયે આવી કોઇ આફતનો સેબાસ્ટોપોલનાં પતન સાથે મેળ મળી જશે તો અન્ય કટોકટી ભરી સ્થિતિ ઉભી થયા વિના નહિ જ રહે.

## યુરોપી મોરચાની ઉપયોગિતા

શું થાય છે તે જોવું રહે છે. બન્ને પક્ષો વચ્ચે વિજય-પરાજયનો કાંટો અત્યારે તો સાધારણ છે. પણ તોબ્રુકનાં અણધાર્યા પતનને લીધે એ સ્હેજ ધરીસત્તાઓની બાજુએ ઢળ્યો છે એમ લાગે છે. સીરેનાઇકાના પરાજય અને તોબ્રુકનાં પતન સંબંધે બ્રિટિશ વડા પ્રધાન પાર્લમેન્ટ સમક્ષ શો ખુલાસો કરશે અને એ પરિસ્થિતિ પરથી ઉપજતાં ભાવિનું તેઓ કેવું ચિત્ર દોરશે તે આપણે જાણતા નથી. વોશિંગ્ટનમાં એમણે કરેલી ખાનગી વાતચિત પરથી તો એવો

સંસ્કાર ઉઠે છે કે ચર્ચિલ લીબીઆની પીછેહઠ અને તોબ્રુકનાં પતનને બહુ મહત્ત્વ આપતા નથી અને ભાવિ વિષે આશાવાદી ખ્યાલો આગળ ધરે છે.

પણ મને લાગે છે અને બ્રિટનના સામાન્ય પ્રજાજનોને પણ લાગતું જણાય છે કે ચર્ચિલનો એ આશાવાદ કામનો નથી. જે લશ્કર સામું આક્રમણ કરીને ધરીદળોને લીબિયાની છેલ્લી સરહદ સુધી હાંકી કાઢશે અને ભૂમધ્ય પર બ્રિટનનો પડો વજડાવશે એમ ધારવામાં આવતું હતું એ લશ્કર આટલી ઝડપથી આમ ભૂંડે હાલ પાછું હઠે એ નિશાન જરાયે સારાં નથી; આશાવાદ કે આત્મ-સંતોષને એમાં જરાયે અવકાશ નથી.

એટલે માનવાને કારણ છે કે આગળ અનેક વખત કર્યું છે તેમ આ એક વધુ વખતને માટે બ્રિટિશ પ્રજામત પોતાના હાથમાં આગેવાની લેશે અને આ કથળતી પરિસ્થિતિનો ચમત્કારિક ઉપાય કરવાની બ્રિટનનાં સરકારતંત્રને ફરજ પાડશે. સંભવ છે કે ઇજીપ્ત અને તેને પરિણામે મધ્યપૂર્વની કથળતી પરિસ્થિતિનાં અસરકારક વારણ તરીકે પશ્ચિમ યુરોપમાં વહેલી તકે નવો મોરચો ખોલવા બ્રિટિશ પ્રજામત આગ્રહ ભરી માગણી કરશે.

મને લાગે છે કે એવી માગણી થાય તેમાં કંઇજ ખોટું નથી. લોકલાગણીની દૃષ્ટિએ જે સારું છે તે લશ્કરી વ્યૂહની દૃષ્ટિએ પણ ખૂબજ સાચું છે. રશિયાના, ઇજીપ્તના અને સમગ્ર મધ્યપૂર્વના નિર્ણાયક બની બેઠેલા મોરચા પર ધરીસત્તાઓની સમગ્ર શક્તિ કેન્દ્રિત થતી અટકાવવાનો એજ સોનેરી ઉપાય છે.

પશ્ચિમ યુરોપ પર સવારી કરવાને બ્રિટન ઘણા વખતથી તૈયારી કરી રહ્યું છે. આ કારણે જ બ્રિટનનાં યુદ્ધસામગ્રી અને લડાયક દળોનો જબ્બર જથ્થો બ્રિટનમાં જમા થયેલો પડયો છે. આ જથ્થામાં અમેરિકા અને કેનેડા તરફથી આવી રહેલાં સૈન્યો અને સામગ્રીથી સારી હદે વધારો થયો છે. આ બધાંનો ઉપયોગ શો છે? અને આવી કટોકટીની ઘડીએ તેનો ઉપયોગ નહિ કરવાનો હોય તો પછીથી કયારે જ હશે?

પશ્ચિમ યુરોપમાં બ્રિટન નવો મોરચો ખોલે તો તેમાં તેને સફળતા મળે કે ન પણ મળે પણ એમાંથી ગમે તે સ્થિતિમાં મિત્રરાજ્યોને તો સામાટે સરવાળે લાભ જ હશે. જો બ્રિટન સફળ થાય તો તો ધરીસત્તાઓનો પરાજય એટલો વહેલો આવશે; જો તે નિષ્ફળ જાય તો પણ ધરીરાજ્યોનું ધ્યાન રશિયા, મધ્યપૂર્વ અને આફ્રિકા પરથી ખેંચી લઇને આ બાજુ વાળવામાં તો એ સફળ થવાનો જ પરિણામે આ પશ્ચિમ યુરોપના મોરચા પર મિત્રરાજ્યોને શોષવું પડે તો પણ ધરીરાજ્યો તેમનાં તેલનાં ધામો સુધી નહિ પહોંચી શકે અને ઇરાનના અખાત અને સુએઝની નહેર સુધી પહોંચવાનું તેમને માટે લગભગ અશક્ય જ બની રહેશે. આ રીતે જે મોરચાને નિર્ણાયક બનાવવાની નિષ્ઠા ધરીરાજ્યોએ બાંધી છે તેમાં તો તેઓ નાકામિયાબ જ રહેશે.

ઉપરાંત મધ્યપૂર્વ તરફ દોટ મૂકવા માટે પોતાના સૈન્યો અને સામગ્રી મોટા પ્રમાણમાં રૂમાનિયા, બલ્ગેરિયા, કાળાસમુદ્ર, રશિયા, સીસીલી, ગ્રીસ, ક્રીટ, ઇજીયન ટાપુઓ, ડોડીકેનીઝ ટાપુઓ, ઇજીપ્ત વગેરેમાં જમા કરી બેઠેલાં ધરીરાજ્યો એ સામગ્રી તરત જ પશ્ચિમ તરફ નહિ જ વાળી શકે. અને વાળવા પ્રયત્ન કરશે તો તેમની યોજનાઓ ચૂંથાઇ જશે અને સામગ્રી અસ્તવ્યસ્ત બની જશે. આ રીતે નવો મોરચો ખોલવાનું સાથી મુલકોનું સાહસ એવું બની રહેશે કે જે સફળ થતાં મેળવવાનું ઘણું જ છે અને નિષ્ફળ જતાં ગુમાવવાનું પ્રમાણમાં ઘણું ઓછું છે. ગમે તે સ્થિતિમાં એક પરિણામ તો અવસ્ય આવશે જ કે મધ્યપૂર્વના મોરચાનો નિર્ધારિત નિર્ણય તેઓ ધરીસત્તાઓની પક્ષમાં તો નહિ જ જવા દે. સ્થિતિ આવી હોવાથી બ્રિટન અને સાથી મુલકોની સરકારો આ માટે પોતાની હિંમત એકઠી ન કરી શકતી હોય તો પ્રજાએ તેમનામાં એ હિંમત પ્રેરવી જોઇએ. એમ થશે તો જ ઐતિહાસિક કાળ દરમ્યાન અનેક સંસ્કૃતિઓ અને અનેક રાજ્યપલટાઓનું પાણીપત બનેલ મધ્યપૂર્વની રણભૂમિ દુનીઆનાં પ્રકાશ અને પ્રગતિનાં બળોને યારી આપી રહેશે.

૯ મું અઠવાડીયું

# સ્ટેશન માસ્તર

મુંબાઈના તમામ વર્ગોની તારીફ પામેલું બોલપટ

## મિનર્વા ટોકીઝ

સમય—૩॥, ૬॥, અને ૯॥

શની, રવીએ, વધારાનો શો, ૧૨-૪૫

---



૨૩ મું

અઠવાડીયું

પ્રકાશ ચીત્ર

# ભરત મિલાપ

હિંદીમાં ૨-૪૫, ૬ અને ૯ વાગે (મરાઠી)

બુધવારે બપોરે ૧૧-૩૦ વાગે સ્ત્રીઓ માટે (હિંદી) ઝનાના શો

ગુરૂવારે (મરાઠી) ઝનાના શો બપોરે ૧૧-૩૦

## મેજેસ્ટીક

(એવરગ્રીન રીલીઝ.)



આચાર્ય-પ્રોડકશનના
આગામી ચિત્ર

**કુંવારા બાપ**

માટે
જાહેરખબર જોતા રહો

